ॐ तत्सत्

# मदालसा स्तोत्रम् ।

पदच्छेद, अन्वयार्थ, भावार्थ सहितं ॥

લખક તથા પ્રકાશક.—
પંડિત દયારામ ખરાણી શર્મા મહોપાધ્યાય.
કચ્છ દેશલપુર નિવાસી.
ઠ. તુલસીદાસ સુરજીના માળામાં,
વડગાદી—મુંબઈ નં. ૩.

મુદ્રક:—ગિરિજાશંકર ભગવાનજી જોશી.
જોશી આર્ટ પ્રીંટીંગ વર્ક્સ,
૭૭-૭૯, બઝારગેટ સ્ટ્રીટ, કોટ મુંબઈ.

તૃતીયાવૃત્તિ ]  સંવત ૧૯૮૨.  [ પ્રત ૩૦૦૦.

કીંમત બે આના.

ભારતવર્ષની પ્રાચીન જાતિઓનો ગૌરવશાળી
ઐતિહાસિક ગ્રંથ:—

# રઘુવંશી રત્નાકર

## અથવા આદર્શ ઇતિહાસ.

---

ક્રિમ્મત:— { શ્રીમાન્ સદ્‌ગૃહસ્થો માટે—રૂપિયા પાંચ. / સાધારણ જનતા માટે—રૂપિયા ત્રણ. } પોસ્ટેજ જુદું

# ભજન સુધારસ.

વેદાંત વિષયક પદોથી ભરપૂર.

ક્રિમ્મત રૂપિયો એક. પોસ્ટેજ જુદું.

---

તત્ત્વસ્પર્શી વેદાન્તના ઉપદેશથી ભરપૂર.

# મદાલસાસ્તોત્ર સટીક

કીંમત બે આના.

---

## આ પુસ્તકો નીચેને ઠેકાણેથી મળશે:—

(૧) પંડિત દયારામ ખટાઉ શર્મા મહોપાધ્યાય,
ઠે. તુલસીદાસ સૂરજીના માળામાં, વડગાદી; મુંબઇ નં. ૩.

(૨) જોશી વાઘજી ખટાઉ ગંગાધર શર્મા,
પોસ્ટ નખત્રાણાથી દેશલપુર—કચ્છ.

(૩) પંડિત નારાયણ મૂલજી બુકસેલર,
ઠે. કાલબાદેવી રોડ—મુંબઇ નં. ૨.

# મદાલસાસ્તોત્ર વિષયક સંક્ષિપ્ત કથા.

માર્કંડેય પુરાણનાં એક ઉપાખ્યાનમાં લખવામાં આવ્યું છે તદનુસાર 'ઋતુધ્વજ' નામક એક પુણ્યશાળી રાજાને 'મદાલસા' નામનાં રાણી પ્રાપ્ત થયાં હતાં, જે મદાલસા રાણી પૂર્વ જન્મના ઉત્તમ સંસ્કારના યોગે તેમજ તે સમયના શુભ સાધન સંપત્તિરૂપ પુરુષાર્થના યોગે કુમારિકાવસ્થામાંજ તત્ત્વજ્ઞાનને સંપાદન કરી શકયાં હતાં.

એ રાણીએ પરણતી વખતે પોતાના પતિ-ઋતુધ્વજ રાજા-પાસેથી એવું વચન લીધું હતું કે:—"મ્હારાં જે સંતાનો થાય તેમના જીવનનો ઉદ્દેશ-મ્હારી ઇચ્છા અનુસાર-જે હું નકી કરૂં તેમાં આપે દરમિયાનગિરિ કરવી નહિ. અર્થાત્ તેમની જીવન સ્થિતિ વિષયક સુધારણા હું કરૂં તેમાં આપે વિઘ્નભૂત થવું નહિ."

એ પ્રમાણે માગેલું વચન પાળવા રાજાએ કબુલ કર્યું હતું, તે પછી તે રાજા-ઋતુધ્વજની સાથે મદાલસાનાં લગ્ન થયાં હતાં.

લગ્ન થયા બાદ રાજા ઋતુધ્વજથી મદાલસા રાણીને અનુક્રમે સાત પુત્રો થયા હતા.

મહાલસા રાણીનો મૂલથી એવો દ્રઢ વિચાર હતો કે:— મ્હારા ઉદરમાંથી ઉત્પન્ન થયેલા જીવો ફરીથી જન્મ મરણ રૂપી સંસાર સાગરમાં ન ભટકે તે સારૂ તેમને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપવો.

એવી શુભેચ્છાથી પ્રત્યેક પુત્રને તેના જન્મ પછી તેમજ બાલ્ય અવસ્થાથીજ આરંભીને મહાલસા રાણીએ તેમનાં વાસ્તવિક કિમ્વા પારમાર્થિક સ્વરૂપનું જ્ઞાન આપવાની સાથેજ સંસારની અનેકવિધ દુઃખરૂપતા સમજાવી હતી. અને પોતાનાં સ્વરૂપનું ભાન ભૂલીને પ્રાણીઓ દેહાભિમાનમાં તેમજ સાંસારિક ઇતર પદાર્થોમાં કેવી રીતે બંધાઇ જાય છે તે ઉત્તમ રીતે સમજાવ્યું હતું.

તે આ-મહાલસાસ્તોત્રમાં પ્રસિદ્ધ છે. અને એ સ્તોત્રને મહાલસાનાં હાલરડાં તરીકે ઓળખવામાં આવે છે. એ સ્તોત્ર ઉપરાંતની-ઋતુધ્વજ અને મહાલસા, તેમજ મહાલસા અને તેમના પુત્રોની સંવાદરૂપ વિસ્તૃત કથા માર્કંડેય પુરાણમાં છે.

"મહાલસા ચંપુ" માં એ સ્વરૂપે જો કે એમની કથા નથી. તેમ છતાં એમાં દાંપત્યપ્રેમની પરાકાષ્ઠા તેમજ બળના રાશિ-મહારાજ કુમાર ઋતુધ્વજની ઉંચા પ્રકારની યોગ્યતા તેમજ મહાલસાની અદ્ભૂત પતિભક્તિ અને એ દંપતિની અંત્યાવસ્થામાં ત્યાગવૃત્તિ ઇત્યાદિનું-ભાવપૂર્ણ-ઉત્તમ પ્રકારે વર્ણન થયેલું છે.

# अथ मदालसास्तोत्रम् ।

—— ❀ ० ❀ ——

शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि
संसारमायापरिवर्जितोऽसि ॥
संसारस्वप्नं त्यज मोहनिद्रां
†मदालसावाक्यमुवाचपुत्रम् ॥ १ ॥

पदच्छेदः—[५]शुद्धः, [६]असि, [७]बुद्धः, [८]असि, [९]निरंजनः, [१०]असि, [११]संसारमायापरिवर्जितः, [१२]असि, [१३]संसारस्वप्नं, [१५]त्यज, [१४]मोहनिद्रां, [१]मदालसा, [३]वाक्यं, [४]उवाच, [२]पुत्रम् ॥ १ ॥

अन्वयार्थः—मदालसा-મદાલસા નામનાં રાજમહિષી पुत्रं પોતાના પુત્રને वाक्यं વચન उवाच કહેવા લાગ્યાં, 'હે પુત્ર, (त्वं-તું)' शुद्धः મલ, વિક્ષેપ અને આવરણરૂપ દોષથી રહિત-અત્યંત પવિત્ર असि છો. તેમજ बुद्ध જ્ઞાનસ્વરૂપ असि-છો. એથીજ निरंजनः માયારૂપી આંજણથી રહિત असि છે.

---

† मदालसोल्लासमुवाच पुत्रमित्यपि क्वचित् पाठः ।

એ હેતુથી તું संसारमाया परिवर्जितः—'જન્મ મરણ રૂપ' સંસારની માયાથી રહિત ( અજરામર શાશ્વત જ્ઞાન સ્વરૂપ ) असि છે. 'માટે હે પુત્ર તું' संसारस्वप्नं જગતના પદાર્થોને—સ્વપ્નાવસ્થામાં પ્રાપ્ત થયેલાં રાજ્ય, સ્ત્રી, પુત્રાદિ જેવા-મનોકલ્પિત જાણી સમગ્ર સંસારરૂપી સ્વપ્નાને 'તેમજ' मोहनिद्रां મોહરૂપી નિદ્રાને એટલે કે અજ્ઞાનરૂપી નિદ્રાને त्यज ત્યાગ કર. ॥૧॥

**ભાવાર્થ:**—ઋતુધ્વજરાજાનાં રાજમહિષી **મદાલસા** નામનાં રાણીએ પોતાના પ્રત્યેક પુત્રને પ્રથમ તેમની શિશુ અવસ્થામાં હાલરડાંના નિમિત્તે તથા તેમની કુમાર અવસ્થામાં વિનોદના અર્થે અને તેમની યુવાવસ્થામાં જ્ઞાનનિધાને માટે જે ઉપદેશ આપ્યો હતો તે આ પ્રમાણે છે:—

મદાલસા રાણી કહે છે હે પુત્ર! તું મલ, વિક્ષેપ અને આવરણ રૂપ દોષથી રહિત અત્યંત નિર્મલ-પવિત્ર-શુદ્ધ સ્વરૂપ છે.

તેમજ તું સ્વયંપ્રાપ્ત જ્ઞાનસ્વરૂપ છે. અને તું માયારૂપી અંજન ( આંજણ ) થી રહિત છે. એટલે તને માયાનો લેપ લાગેલો નથી, તું નિર્લેપ છે.

માટે હે પુત્ર! તું, અખિલ જગતના સમગ્ર પદાર્થોને—સ્વપ્નાવસ્થામાં પ્રાપ્ત થયેલાં રાજ્ય, સ્ત્રી અને પુત્રાદિ જેવા—મનોકલ્પિત જાણી અથવા સંસારમાંના સમ્બન્ધીજનના સમાગમને તેમજ પ્રિય વસ્તુની પ્રાપ્તિને અજ્ઞાનગ્રસિત જાણી, તેવા સંસારરૂપી સ્વપ્નાને તેમજ મોહ કિમ્વા અજ્ઞાનરૂપી નિદ્રાને ત્યજી દે. એટલે કે જે પ્રમાણે નિદ્રાધીન થયેલો પુરુષ સ્વકર્ત્તવ્યથી વિમુખ થઇ પડયો રહે છે, તે

પ્રમાણે તું પણ સાંસારિક પદાર્થોની આસક્તિને લીધે—આત્મ કલ્યાણરૂપી પોતાના મુખ્ય કિમ્વા પ્રધાન કર્ત્તવ્યથી વિમુખ થઇને—અજ્ઞાન દશારૂપી ગાઢ નિદ્રામાં પડ્યો રહે છે તે ઉચિત નથી; માટે સ્વપ્ન જેવા સાંસારિક પદાર્થોની ઇચ્છાને તેમજ તે પદાર્થોમાંની આસક્તિરૂપી અજ્ઞાન નિદ્રાનો–સદાને માટે–ત્યાગ કર. ૧

**शुद्धोऽसि रे तात न तेऽस्ति नाम,**
**कृतं हि ते कल्पनयाऽधुनैव ॥**

**पंचात्मकं देहमिदं न तेऽस्ति,**
**नैवास्य त्वं रोदिषि कस्यहेतोः ॥ २ ॥**

पदच्छेदः—[३]शुद्धः [४]असि, [१]रे, [२]तात, [७]न, [५]ते, [८]अस्ति, [६]नाम, [१४]कृतं, [९]हि, [११]ते [१०]कल्पनया, [१२]अधुना, [१३]एव, [१५]पञ्चात्मकं, [१७]देहं, [१६]इदं, [१९]न, [१८]ते, [२०]अस्ति, [२३]न, [२४]एव, [२१]अस्य, [२२]त्वं, [२६]रोदिषि, [२५] कस्यहेतोः ॥ २ ॥

अन्वयार्थः—[१]रे (हे) [२]तात બાપ! (त्वं–તું) [३]शुद्धः—અજ્ઞાનરૂપી મલથી રહિત—પરમ પવિત્ર [४]असि છે. [५]ते તહારૂં [६]नाम નામ (તહારા ખરા સ્વરૂપનું એ નામ) [७]न [८]अस्ति નથી. [९]हि પ્રસિદ્ધ છે કે [१०]कल्पनया—કલ્પનાએ કરી [११]ते તહારા

'વર્તમાન શરીરનું નામ' अधुना હમણા एव જ कृतं 'વ્યવહારસિદ્ધ કરવા સારૂ અમોએ' કર્યું છે. पञ्चात्मकं 'આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથિવી એ' પાંચ ભૂતોનું કાર્યરૂપ इदं આ देहं' સ્થૂલ શરીર "તે ત્હારૂં" न अस्ति નથી. अस्य આ સ્થૂલ શરીરનું त्वं તું न નથી एव જ. 'તો પછી' कस्यहेतोः શા કારણથી रोदिषि રુદન કરે છે? ॥ ૨॥

ભાવાર્થઃ—હે પુત્ર! તું અજ્ઞાનરૂપી મલથી રહિત એટલે કે પરમ પવિત્ર સ્વરૂપ છે. હમણા જે નામથી અમો તને બોલાવીએ છીએ તે નામ તહારાં ખરા સ્વરૂપનું નથી. કિન્તુ બધા લોકો જાણે છે તે પ્રમાણે વ્યવહાર સિદ્ધ કરવા સારૂ અમોએ કલ્પનાએ કરી તહારા વર્તમાન શરીરનું નામ હમણાજ ઠરાવી નક્કી કર્યું છે.

આકાશાદિ પંચમહાભૂતોનું કાર્યરૂપ આ સ્થૂલ-શરીર ત્હારૂ નથી. તેમજ આ સ્થૂલ શરીરનું તું નથીજ. તો પછી તું શા હેતુથી રુદન કરે છે? અર્થાત્ રુદન કરવું એ કેવળ અજ્ઞાન છે. ૨

न [1]वा भवान् रोदिति विश्वजन्मा,
शब्दोयमासाद्य [2]महीसमूहम् ॥
विकल्प्यमानो विविधै [3]र्गुणार्थै,
र्गुणाश्च भौताः सकलेंद्रियेषु ॥ ३ ॥

---

१ वै इति पाठः। २ महीशसूनुः। ३ गुणास्ते इति पाठः।

पदच्छेदः—३न. २वा, ३भवान्, ४रोदिति, ५विश्व-जन्मा, ६शब्दः, ७अयं. ८आसाद्य, ९महीसमूहम्, १२विक-ल्प्यमानः, १०विविधैः, ११गुणार्थैः, १६गुणाः, १३च, भौताः, १४सकलेन्द्रियेषु ॥ ३ ॥

अन्वयार्थः—भवान् આપ (તું) વા વિકલ્પ છતાં ખરી રીતે ન નથી 'रोदिति રોતો.' 'કેમકે તું' विश्वजन्मा આખા વિશ્વને ઉત્પન્ન કર્તા 'છે.' अयं આ નામ રૂપને અનુસરી પ્રવૃત્ત થયેલા કિમ્વા નામનો આશ્રય કરી રહેલા शब्दः 'કથનરૂપ' શબ્દ તેમજ महीसमूहम् આકાશાદિ પંચમહાભૂતાત્મક—સ્થૂલ શરીરના સંઘાતને દેહાભિમાને કરી आसाद्य પ્રાપ્ત થઇને विविधैः નાના પ્રકારના गुणार्थैः સત્ત્વાદિક ગુણોના શબ્દાદિક વિષયોએ કરી विकल्प्यमानः પોતાને અનેક રીતે કલ્પી રહ્યો છે. એટલે કે દેહેન્દ્રિયાદિકના ધર્મોમાં, સ્વરૂપના અજ્ઞાને—અહંબુદ્ધિએ કરી તું પોતાને અનેક રીતે કલ્પી રહ્યો છે. च અને सकलेन्द्रियेषु શ્રોત્ર, ત્વચા ઇત્યાદિ સર્વે ઇન્દ્રિયોમાં भौताः આકાશાદિ પંચમહાભૂતોના गुणाः શબ્દાદિક વિષયો 'કલ્પાયલા છે.' ॥ ૩ ॥

ભાવાર્થઃ—અત્રે પરમાત્મ ભાવને ઉદ્દેશી भवान् શબ્દનો-સંબોધનમાં-પ્રયોગ થયેલો હોય એમ પ્રતીત થાય છે.

હે પુત્ર! પ્રત્યક્ષ રીતે તું રડતો હોય એવી પ્રતીતિ થવા છતાં ખરી રીતે તું રુદન કરતો નથી, રડતો નથી. કેમકે તું અખિલ

વિશ્વનો ઉત્પાદક છો. આ નામ રૂપ અને ક્રિયાને અનુસરી પ્રવૃત્ત થયેલા કિંવા નામનો આશ્રય કરી રહેલા કથનરૂપ શબ્દ તેમજ આકાશાદિ પંચમહાભૂતાત્મક-સ્થૂલ શરીરના સંઘાતને દેહાભિમાને કરી પ્રાપ્ત થઇને, નાના પ્રકારના ગુણોના અર્થોએ કરી એટલે કે સત્ત્વાદિક ગુણોના શબ્દાદિક વિષયોએ કરી તું-પોતાને અનેક રીતે કલ્પી કહ્યો છે. યથાઃ-હું સુખી છું, હું દુઃખી છું, હું જાડો છું, હું પાતળો છું, હું પંડિત છું, હું મુર્ખ છું, હું પુણ્યાત્મા છું, હું પાપી છું, હું ધનવાન છુ, હું નિર્ધન છું, હું શુદ્ધ છું, હું મલિન છું, હું ક્રોધી છું, હું શાંત છું, હું જન્મું છું, હું મરૂં છું. ઇત્યાદિ પ્રકારે દેહ તથા ઇન્દ્રિયાદિકના ધર્મોમાં-સ્વરૂપના અજ્ઞાનને લીધે અહંબુદ્ધિ કરવાથી તું પોતાને અનેક રીતે કલ્પી રહ્યો છે. અને શ્રોત્ર, ત્વચા, ઇત્યાદિ સર્વ ઇન્દ્રિયોમાં આકાશાદિ પંચ મહાભૂતોના, શબ્દાદિક વિષયો પણ કલ્પાયલાજ છે. ૩

અવતરણિકા—જન્મ મરણાદિક ધર્મ જો દેહ ઇન્દ્રિયાદિના છે તો પછી તે ધર્મો આત્મા વિષે કેમ ભાસે છે?

भूतानि भूतैः परिदुर्बलानि,
वृद्धिं समायांति [1]यथेह [2]पुंसाम् ॥
अन्नांऽबुपानादिभिरेव[3]कस्य,
नतेऽस्ति वृद्धि र्न च तेऽस्ति हानिः ॥४॥

---

१ यथैव। २ पुंसः। ३ तस्मात्।

 

पदच्छेदः—[६]भूतानि, [७]भूतैः [८]परिदुर्बलानि, [९]वृद्धिं, [१०]समायान्ति, [१]यथा, [२]इह, [३]पुंसाम्, [४]अन्नाम्बुपानादिभिः, [५]एव, [११]कस्य, [१४]न, [१२]ते, [१५]अस्ति, [१३]वृद्धिः [१९]न, [१६]च, [१७]ते, [२०]अस्ति, [१८]हानिः ॥ ४ ॥

अन्वयार्थः—'હે પુત્ર!' यथा જે પ્રમાણે इह અહિંયા पुंसाम् મનુષ્યાદિ પ્રાણીઓની अन्नाम्बुपानादिभिः અન્ન, પાણી ઇત્યાદિના ભોજન પાનાદિવડે एव જ વૃદ્ધિ થાય છે એમ ભ્રાંતિથી માને છે. અર્થાત્ અન્ન, પાણી ઇત્યાદિવડે પ્રાણીઓનાં શરીરની વૃદ્ધિ તેમજ ક્ષીણતાને ભ્રાંતિએ કરી કિમ્વા દેહાત્મબુદ્ધિને લીધે પોતાના દેહના ધર્મોને પોતાનાં આત્મ સ્વરૂપ વિષે આરોપણ કરે છે, 'તેજ પ્રમાણે' भूतानि પૃથિવી આદિક ભૂત भूतैः આકાશાદિક ભૂતોએ કરી परिदुर्बलानि ક્ષીણતાને 'તેમજ' वृद्धिं વૃદ્ધિને समायान्ति પ્રાપ્ત થાય છે. એ વૃદ્ધિ તથા ક્ષીણતા ઇત્યાદિક ધર્મો પણ ભ્રાંતિથી—કિમ્વા યથાર્થ જ્ઞાનના અભાવે—આત્મ સ્વરૂપમાં દેખાય છે. 'પરંતુ' कस्य ते (ब्रह्मस्वरूपिणस्तव) બ્રહ્મસ્વરૂપ—એવા તહારી वृद्धिः વૃદ્ધિ-પુષ્ટતા न अस्ति નથી. च અને ते તહારી हानिः હાનિ—ક્ષીણતા (પણ) न अस्ति નથી. ॥ ४ ॥

ભાવાર્થઃ—હે પુત્ર! જે પ્રમાણે અહિંઆ (આ લોકમાં) મનુષ્યાદિ પ્રાણીઓની અન્ન, પાણી ઇત્યાદિના ભોજન પાનાદિ વડેજ વૃદ્ધિ થાય છે એમ ભ્રાંતિને લીધે માનવામાં આવે છે, એટલે કે અન્ન, પાણી

ઇત્યાદિ વડે પ્રાણીઓનાં શરીરની વૃદ્ધિ તેમજ ક્ષીણતા ઇત્યાદિ દેહમાં થતાં પરિવર્તનો રૂપી દેહના ધર્મોને ભ્રાંતિએ કરી કિમ્વા દેહાત્મબુદ્ધિને લીધે પોતાના આત્મ સ્વરૂપને વિષે આરોપણ કરે છે. તે પ્રમાણે પૃથિવી આદિક ભૂત, આકાશાદિક ભૂતોએ કરી ક્ષીણતાને તેમજ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. એ વૃદ્ધિ તથા ક્ષીણતા ઇત્યાદિક પંચ મહાભૂતોના-સૃષ્ટિની ઉત્પત્તિ અને સંહાર કાલિક કિંવા વિકાસ અને સંકોચ વિષયક-ધર્મોને પણ ભ્રાંતિથી કિમ્વા યથાર્થ જ્ઞાનના અભાવે આત્મ સ્વરૂપમાં-જો કે-આરોપણ કરે છે, પરંતુ વાસ્તવિક રીતે (ખરી રીતે) બ્રહ્મ સ્વરૂપ એવા ત્હારી વૃદ્ધિયે થતી નથી, અને ત્હારી હાનિયે (ક્ષીણતા પણ) થતી નથી. અર્થાત્ તું તો અજરામર, અખંડ, અવિનાશી, અવિકારી સચ્ચિદાનંદ રૂપ છો. ૪

**અવતરણિકા—હું દેહ છું એ પ્રમાણેનો અનુભવ દેહની આત્મ સ્વરૂપતાને વિષય કરે છે, અને દેહથી ભિન્ન આત્મા પ્રતીત પણ થતો નથી; તો પછી દેહ—શરીર છે તેજ આત્મા કેમ નહિ? એ પ્રમાણેની શંકાના નિરસન માટે—મહાલસા સંજ્ઞિકા રાજમહિષીએ કહ્યું છે કે:—**

**त्वं कंचुके [1]शीर्यमाणे निजेऽस्मिन्,**
**तस्मिन्[2]स्वदेहे मूढतां मा व्रजेथाः ॥**

---

१ शीर्यमाणो । २ 'स्व' पदं नास्ति ।

शुभाऽशुभैः कर्मभि र्देहमेतन् ,
[1]मदादिमोहैः कंचुकस्ते पिनद्धः ॥ ५ ॥

पदच्छेदः—[13]त्वं, [12]कंचुके, [11]शीर्यमाणे, [9]निजे, [10]अस्मिन्, [14]तस्मिन् , [15]स्वदेहे, [16]मूढतां, [17]मावृजेथाः, [4]शुभाऽशुभैः, [5]कर्मभिः, [3]देहं, [2]एतत् , [7]मदादिमोहैः, [6]कंचुकः [1]ते, [8]पिनद्धः ॥ ५ ॥

अन्वयार्थः—'હે પુત્ર' 'ते તહારૂં' एतत् આ માંસ પિંડરૂપ देहं શરીર शुभाऽशुभैः પુણ્ય અને પાપરૂપ कर्मभिः કર્મોએ કરી 'પ્રાપ્ત થયેલું છે.' 'તેમજ' તહારો આ દેહરૂપી कंचुकः કાંચળી मदादिमोहैः દેહાભિમાનાદિ અજ્ઞાને કરી—કિમ્વા मृदादिभिः પૃથિવી આદિક ભૂતોએ કરી—ઉત્પન્ન થયેલ હોવાથી તે દેહાભિમાનાદિવડે—કિમ્વા પૃથિવી આદિ પંચ-મહાભૂતોવડે पिनद्धः વ્યાપ્ત થઇ રહેલ છે.

જે પ્રમાણે સુતરનાં તંતુએ કરી વસ્ત્ર વ્યાપ્ત થઇ રહે છે, તે વસ્ત્ર, તંતુરૂપ ઉપાદાન કારણનો નાશ થયા પછી રહી શકતું નથી. તે પ્રમાણે કર્મરૂપ નિમિત્તકારણનો તેમજ પંચમહાભૂતરૂપ ઉપાદાનકારણનો નાશ થયા પછી શરીર રહી શકતું નથી.

---

१ मृदादिभिः ।

માટે निजे તહારા अस्मिन् આ शीर्यमाणे પ્રતિક્ષણે ક્ષીણ થતા એવા कंचुके શરીરમાં રહેલો એવો त्वं તું तस्मिन् તે ઉત્પત્તિ તથા નાશવાન્ એવા स्वदेहे તહારાં દેહ—શરીરમાં मूढतां દેહાત્મભાવરૂપ મૂર્ખતાને मा व्रजेथाः પ્રાપ્ત મ થા. કિમ્વા તેવી મૂર્ખતાના આવરણથી ઘેરાઇ મ જા, ઢંકાઇ મ જા. ॥ ૫ ॥

**ભાવાર્થ:**—હે પુત્ર! તહારૂં આ માંસપિંડ રૂપ સ્થૂલ શરીર–સુખ અને દુઃખ આપનારાં–પુણ્ય અને પાપરૂપ કર્મોએ કરી પ્રાપ્ત થયેલું છે તેમજ તહારો આ સ્થૂલ દેહરૂપી 'કંચુક' કાંચળી કિમ્વા કેડીયું દેહાભિમાનાદિ અજ્ઞાને કરી કિમ્વા (मृदादिभिः) પૃથિવી આદિક પંચમહાભૂતોએ કરી ઉત્પન્ન થયેલ હોવાથી તે પૂર્વોક્ત દેહાભિમાનાદિ વડે કિમ્વા પૃથિવી આદિ પંચ મહાભૂતો વડે વ્યાપ્ત થઇ રહેલ છે.

જે પ્રમાણે સુતરનાં તંતુએ કરી વસ્ત્ર વ્યાપ્ત થઇ રહે છે તે વસ્ત્ર, તંતુરૂપ ઉપાદાન કારણનો નાશ થયા પછી રહી શકતું નથી; તે પ્રમાણે કર્મરૂપ નિમિત્ત કારણનો તેમજ પંચ મહાભૂત રૂપ ઉપાદાન કારણનો નાશ થયા પછી શરીર પણ રહી શકતું નથી.

માટે તહારા આ—પ્રતિ ક્ષણે ક્ષીણ થતા–દેહ રૂપી કંચુકમાં તું, તે ઉત્પન્ન થઇ નાશ થવા પર્યન્તના [1]૭ વિકારોવાળા તહારા દેહમાં

---

[1] ૧ जायते–જન્મે છે ૨ अस्ति, જન્મ્યા પછી છે. ૩ वर्द्धते જન્મીને વધે છે. ૪ विपरिणमते, યુવાન થાય છે. ૫ अपक्षीयते, વૃદ્ધ થાય છે. ૬ विनश्यति, મરણ પામે છે.

'હું દેહ રૂપ છું એવી' મૂઢતાને પ્રાપ્ત મ થા. અર્થાત્ દેહમાં આત્મ બુદ્ધિ કરવાથીજ જન્મ મરણ રૂપી દુઃખમાં ભટકવું પડે છે. માટે હે પુત્ર! તું દેહાત્મબુદ્ધિનો-વિચાર પૂર્વક-ત્યાગ કરી દે. ૫

અવતરણિકા:-જો દેહ આત્મસ્વરૂપ ન હોય તો પછી દેહમાં अहं હું અને मम મ્હારૂં એવો અધ્યાસ ન થવો જોઇએ, તે થાય છે. તેમજ દેહ સંબંધી પદાર્થોમાં મમત્વભાવ ન થવો જોઇએ, તે પણ થાય છે; જેથી તે હું અને મ્હારૂં એવા અધ્યાસનો વિષય દેહાત્માજ હોવો જોઇએ. એ પ્રમાણે મિથ્યા જ્ઞાનને લીધે—દેહમાં આત્મબુદ્ધિ દ્રઢ થઇ ગઇ છે. તેવી વિપરીત બુદ્ધિની નિવૃત્તિ માટે મદાલસા રાણી કહે છે કે:—

तातेति [1]केचित्तनयेति केचित्,
दंबेति केचिद्दयितेति केचित् ॥
ममेति केचिन्नममेति केचित्,
त्वं [2]भूतसंगं बहु मानयेथाः ॥ ६ ॥

पदच्छेदः-[२]तात, [३]इति, [१]केचित्, [५]तनय. [६]इति, [४]केचित्, [८]अंब. [९]इति, [७]केचित्, [११]दयिता, [१२]इति, [१०]केचित्, [१४]मम, [१५]इति, [१३]केचित्, [१८]न, [१७]मम,

---

१ किंचित्— इत्यपि पाठः । २ सूतसंघं इत्यपि पाठः ।

[19]इति, [19]केचित्, [20]त्वं, [21]भूतसंगं, [22]बहुमानयेथाः॥६॥

अन्वयार्थः—હે પુત્ર તહારા આ શરીરને केचित् કોઇ तात હે બાપ इति એમ 'કહે છે.' केचित् કોઇ तनय હે પુત્ર इति એમ 'કહે છે.' केचित् કોઇ अंब મા इति એમ 'કહે છે.' केचित् કોઇ दयिता પ્રિયા इति એમ 'કહે છે.' केचित् કોઇ मम મ્હારા 'સગા છે' इति એમ 'કહે છે.' केचित् કોઇ मम મ્હારો એમનો સાથે કોઇ જાતનો સંબંધ न નથી इति એમ 'કહે છે.' એ પ્રમાણે त्वं તું (भूतसंघं) આકાશાદિ પંચમહાભૂતોના સંઘાતરૂપ સ્થૂલ શરીરમાં દેહાત્મબુદ્ધિ કરી રહેલો હોવાથી અનેક પ્રકારના પૃથક્ પૃથક્ સંબંધવડે મનાયેલો છે. કિમ્વા) भूतसंगं સામાન્ય કોટિના પ્રાણીઓની અજ્ઞાન જનિત આસક્તિને લીધે बहुमानयेथाः [1]'પ્રતિયોગિ બુદ્ધિએ કરી' અનેક પ્રકારના સંબંધોથી મનાયલો છે. પરંતુ વાસ્તવિક રીતે કિમ્વા સ્વરૂપે કરી તહારામાં એહની બિલકુલ પ્રતીતિ થતી નથી. ॥ ६ ॥

---

१ भार्या स्नुषा ननान्दा च। याता मातेत्यनेकधा ॥
प्रतियोगिधिया योषिद्। भिद्यते न स्वरूपतः ॥

पञ्चदशी प्र. ४ श्लो. २३.

भार्या स्नुषा ननान्दा च। याता मातेत्यनेकधा ॥
जामातः श्वशुरः पुत्रः पितेत्यादि पुमानपि ॥

अविरसायने ॥

ભાવાર્થ:—હે પુત્ર ! પ્રાણી માત્ર–પરસ્પરના વ્યવહારિક સમ્બન્ધને અનુસરી–આ સ્થૂલ શરીરોમાંથી કોઇ એક શરીરને કોઇ 'બાપ' કહે છે. કોઇ 'પુત્ર' કહે છે. કોઇ 'માતા (મા)' કહે છે. કોઇ પ્રિયા (પત્ની) કહે છે. કોઇ–આ મ્હારા જ સગા છે એમ કહે છે. કોઇ કહે છે કે એમની સાથે અમારો કોઇ જાતનો સંબંધ નથી. એ પ્રમાણેની અજ્ઞાનમૂલક કલ્પનાને સત્ય માની લેવાથી જન્મ મરણરૂપ ચક્રમાં ભટકતા પ્રાણીઓની માફક તું પણ આકાશાદિ પંચમહાભૂતોના સંઘાતરૂપ સ્થૂલ શરીરમાં દેહાત્મબુદ્ધિ કરી રહેલો હોવાથી અનેક પ્રકારના પૃથક્ પૃથક્ સંબંધવડે ભિન્ન ભિન્ન વ્યકિત તરીકે મનાયલો છે. કિમ્વા સામાન્ય કોટિના પ્રાણીઓની અજ્ઞાન જનિત આસકિતને લીધે–પ્રતિયોગિ બુદ્ધિએ કરી–અનેક પ્રકારના સંબંધોથી મનાયલો છો. પરંતુ વાસ્તવિક રીતે કિમ્વા સ્વરૂપે કરી ત્હારામાં ભેદની બિલકુલ પ્રતીતિ થતી નથી. તું તો સાક્ષાત્ કલ્પનાતીત, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત એવો સચ્ચિદાનંદ રૂપ છે. ૬

અવતરણિકા:—જો જીવાત્મા પોતે સુખરૂપ કિમ્વા પરમાનંદ રૂપ હોય તો તેને વિષયાદિ સુખોમાં આનંદની પ્રાપ્તિ ન થવી જોઇએ. તેમ છતાં તેમાં જે આનંદની પ્રાપ્તિ માને છે તે શાથી ? એ શંકાના નિવારણ સારૂ—મદાલસા રાણી કહે છે કે:—

सुखानि दुःखोप ।माय भोगान् ।
सुखाय जानात्यति मूढचेताः ॥

तान्येव दुःखानि पुनः सुखानि,
जानाति विद्वान्नविमूढचेताः ॥ ७ ॥

पदच्छेदः—[३]सुखानि, [४]दुःखोपशमाय, [६]भोगान्, [७]सुखाय, [५]जानाति, [१]अति, [२]मूढचेताः, [९]तानि, [११]एव, [१०]दुःखानि, [१३]पुनः, [१४]सुखानि, [१२]जानाति, [८]विद्वान्, [१६]न, [१५]विमूढचेताः ॥ ७ ॥

अन्वयार्थः—હે પુત્ર! अति मूढचेताः અત્યંત મૂર્ખ કિમ્વા સત્યાસત્યનાં જ્ઞાનથી રહિત એવો અતિ મૂઢ અંતઃ-કરણવાળો પુરુષ सुखानि વિષયજન્ય સુખોને दुःखोपशमाय દુઃખની શાંતિ માટે કિમ્વા દુઃખ નિવારક તરીકે जानाति જાણે છે. તેમજ भोगान् 'દ્રવ્યાદિક કિમ્વા દ્રવ્યે કરી સાધી શકાય તેવા' ભોગ્યપદાર્થોને सुखाय સુખની પ્રાપ્તિ માટે કિમ્વા સુખકારક જાણે છે.

પરંતુ विद्वान् આત્મજ્ઞાનિ પુરુષ तानि તે વિષય-જન્ય સુખોને તેમજ દ્રવ્યાદિ ભોગપદાર્થોને કિમ્વા દ્રવ્ય વડે સાધ્ય કરી શકાય એવા ભોગોને કિમ્વા ભોગ્યપદાર્થોને दुःखानि દુઃખકારક કિમ્વા દુઃખરૂપ एव જ जानाति જાણે છે पुनः ફરીથી 'તે જ્ઞાનિ પુરુષ' પૂર્વોકત—ઇન્દ્રિયજન્ય સુખો તેમજ ધનાદિક ભોગ પદાર્થો પોતાના વિયોગ વખતે સંસારની દુઃખરૂપતાનું ભાન કરાવી વિવેક તેમજ વૈરાગ્યા-

**દિને: ઉત્પન્ન કરે છે જેથી (प्रकारान्तरेण—એક પ્રકારે) પૂર્વે કથન કરેલા—સુખોને તેમજ ભોગપદાર્થોને सुखानि સુખકારક જાણે છે. 'પણ' विमूढचेतसः મૂઢ અંતઃકરણવાળો—સામાન્ય કોટિનો સંસારી મનુષ્ય—એ પ્રમાણે જાણી શકતો नैं નથી. ॥ ૭ ॥**

**ભાવાર્થ:**— હે પુત્ર! અત્યંત મૂઢ ચિત્ત કિમ્વા મૂઢ અંતઃકરણવાળો પુરુષ વિષયજન્ય સુખોને, દુઃખની શાંતિ માટે કિમ્વા દુઃખનિવારક તરીકે જાણે છે. તેમજ દ્રવ્યાદિક પદાર્થોને કિમ્વા દ્રવ્યે કરી સાધી શકાય તેવા ભોગ્ય કિમ્વા ભોગ પદાર્થોને સુખની પ્રાપ્તિ માટે જાણે છે, સુખકારક જાણે છે.

પરંતુ આત્મજ્ઞાનિ પુરુષ તે-વિષયજન્ય સુખોને તેમજ દ્રવ્યાદિ ભોગ પદાર્થોને કિમ્વા દ્રવ્યવડે સાધ્ય કરી શકાય તેવા ભોગોને, ભોગ્ય પદાર્થોને દુઃખકારક, દુઃખરૂપજ જાણે છે.

ફરીથી તે જ્ઞાનિ પુરુષ, પૂર્વોક્ત-ઇન્દ્રિયજન્ય સુખો; તેમજ ધનાદિક ભોગ પદાર્થો, પોતાના વિયોગ વખતે સંસારની દુઃખરૂપતાનુ ભાન કરાવી વિવેક તેમજ વૈરાગ્યાદિને ઉત્પન્ન કરે છે એમ જાણી-પૂર્વે કથન કરેલા-સુખોને તેમજ ભોગપદાર્થોને એક રીતે સુખકારક જાણે છે. પણ મૂઢ અંતઃકરણવાળો-સામાન્ય કોટિનો સંસારી મનુષ્ય-એ પ્રમાણે જાણી શકતો નથી. ૭

**અવતરણિકા:—જ્ઞાનિ પુરુષોને વિષયજન્ય સુખોમાં આનંદની પ્રતીતિ થતી નથી એટલુંજ માત્ર નહિ પણ વૈષયિક સુખો તરફ ખેંચાણ કરવાવાળી વસ્તુઓ પણ તેમને કેટલી બધી મલિન દેખાય છે—તે સમજાવવા સારૂ એક દૃષ્ટાન્ત આપે છે.**

हासोऽस्थि संदर्शनमाक्षियुग्म,

मत्युज्ज्वलं यत्कलुषं वसायाः ॥

कुचादिपीनं [१]पिशितं घनं तत्,

स्थानं रतेः किं नरको न योषित् ॥ ८ ॥

**पदच्छेदः**—[१]हासः, [२]अस्थिसंदर्शनं, [६]अक्षियुग्मं, [४]अति, [५]उज्ज्वलं, [३]यत्, [८]कलुषं, [७]वसायाः, [९]कुचादिपीनं [११]पिशितं. [१२]घनं, [१०]तत्, [१४]स्थानं, [१३]रतेः, [१६]किं, [१७]नरकः, [१८]न, [१५]योषित्, ॥ ८ ॥

**अन्वयार्थः**—હે પુત્ર! વિષયોમાં સુંદરતા કેવી છે તે શ્રવણ કર. સ્ત્રી જ્યારે हासः હસે છે ત્યારે अस्थिसंदर्शनं હાડકાઓનું દર્શન થાય છે, એટલે કે હાડકાઓ દેખાય છે. તથા यत् જે अति બહુજ उज्ज्वलं સુંદર તરીકે પ્રતીત થતાં अक्षियुग्मं બન્ને નેત્રો वसायाः ચરબીનાં कलुषं મલરૂપ છે. અને જે कुचादिपीनं સ્તન વિગેરે કઠણ ભાગો છે. तत् તે पिशितं માંસના घनं ગાંઠા છે. એ

---

१ पिशिलं इत्यपि पाठः ।

**પ્રમાણે જોતાં રતેઃ રતિનું સ્થાનં સ્થાનરૂપ યોષિત્ સ્ત્રી "કિં શું નરકઃ નરક ન નથી? ॥ ૮ ॥**

**ભાવાર્થ:**—હે પુત્ર! વિષયોમાં સુંદરતા કેવી છે તે શ્રવણ કર. સ્ત્રી જ્યારે હાસ્ય કરે છે, હસે છે ત્યારે હાડકાઓનું દર્શન થાય છે. એટલે કે હાડકાઓ દેખાય છે. તથા જે બહુજ સુંદર તરીકે દેખાય છે એવી બન્ને આંખો 'પણ' ચરબીનાં મલ રૂપ છે અને જે જે સ્તન વિગેરે કઠણ ભાગ છે તે માંસના ગાંઠા છે. એ પ્રમાણે જોતાં રતિ (વિષય)નુ સ્થાનરૂપ સ્ત્રી શું નરકરૂપ નથી! અપિ તુ-પ્રવૃત્તિ માર્ગ તરફ બલપૂર્વક ખેંચી જતી હોવાથી સ્ત્રી નરક રૂપ છેજ. ૮

**અવતરણિકા—પોતાનો પુત્ર સ્ત્રીના શરીરમાં સુંદરતા જોઇને અધ્યાત્મ વિચારરૂપ સ્વકર્ત્તવ્યથી વિમુખ ન થઇ જાય તે સારૂ મહાલસા રાણીએ સ્ત્રીનાં શરીરમાં જે પ્રમાણે મલિનતા દેખાડી છે એટલે કે દોષદર્શન કરાવ્યું છે. તે પ્રમાણે નીચેના શ્લોકમાં, દેહાત્મબુદ્ધિ કરવી તે કેટલી બધી મૂર્ખતા છે તે દેખાડે છે.**

**यानं क्षितौ यानगतश्च देहो,**
**देहेऽपि चान्यः पुरुषो निविष्टः ॥**

ममत्व मुर्व्यां न तथा यथा [1]स्वे,

देहेति मात्रं च विमूढतैषा ॥ ९ ॥

पदच्छेदः—[१]यानं, [२]क्षितौ, [४]यानगतः, [३]च, [५]देहः, [६]देहे, [८]अपि, [६]च, [९]अन्यः, [१०]पुरुषः, [११]निविष्टः [१५]ममत्वं, [१७]उर्व्यां, [१८]न, [१६]तथा, [१३]यथा, [१४]स्वे, [१९]देहे, [२०]अति, [२१]मात्रं, [१२]च, [२३]विमूढता, [२२]एषा ॥९॥

अन्वयार्थः—હે પુત્ર! यानं પાલખી અથવા રથ क्षितौ પૃથિવીમાં રહેલાં છે च અને यानगतः પાલખી અથવા રથમાં देहः દેહ રહેલો છે. च અને देहे શરીરમાં अपि પણ अन्यः બીજો पुरुषः પુરુષ—પરમાત્મા निविष्टः રહેલો છે. च પરંતુ પ્રાણીનું કિમ્વા તહારૂં यथा જે પ્રમાણેનું स्वे તહારા—પોતાના દેહમાં ममत्वं મહારાપણું છે तथा તે પ્રમાણેનું મમત્વ उर्व्यां પૃથિવીમાં न નથી. અર્થાત્ પૃથિવી વિગેરેમાં જેમ તહારૂં મમત્વ નથી, તેમ દેહમાં પણ—હું શરીરરૂપ છું એવું મમત્વ ન હોવું જોઇએ. તેમ છતાં તહારૂં देहे દેહમાં મમત્વ अति બહુ मात्र જ છે. एषा આ विमूढता મૂર્ખતાની સીમા છે.

---

१ अस्मिन इत्यपि पाठः ।

**ભાવાર્થ:—**હે પુત્ર! આ તહારા બેસવાની પાલખી અથવા રથમાં તહારો દેહ રહેલો છે. અને તહાગ આ સ્થૂલ શરીરમાં પણ બીજો પુરુષ (પરમાત્મા) રહેલો છે. પરંતુ પ્રાણીનું કિમ્વા તહારૂં જે પ્રમાણેનું તહારા, પોતાના દેહમાં 'મમત્વ' મહારાપણું છે, તે પ્રમાણેનું મમત્વ પૃથિવીમાં નથી. અર્થાત્ પૃથિવી વિગેરેમાં જેમ તહારૂં મમત્વ નથી, તેમ દેહમાં પણ—હું શરીરરૂપ છુ—એવું મમત્વ ન હોવું જોઇએ. તેમ છતાં તહારૂં દેહમાં મમત્વ બહુજ છે તે આ તહારી મૂઢતાની કિમ્વા મૂર્ખતાની પરાકાષ્ઠા કિમ્વા સીમા છે. તેવી મૂર્ખતાનો ત્યાગ કરી તું ત્હારા સ્વસ્વરૂપને ઓળખ. ૯

**इति श्री गङ्गाधरात्मजनि खटाउ तनुज महोपाध्याये-न्युपाह्न दयाराम शर्म प्रणीतं पदच्छेद अन्वयार्थ भावार्थ सहितं "[1]मदालसा-स्तोत्रं" समाप्तम् ॥**

---

[1] મદાલસા ચંપુમાં લખવા પ્રમાણે ઋતુધ્વજના પિતાનું નામ શત્રુજિત્ હતું. અને મદાલસા રાણીના પિતાનું નામ વિશ્વાવસુ ગંધર્વ હતું.



॥ ૐ ॥

સંખ્યાબંધ સદ્‌ગૃહસ્થોએ

તથા વર્તમાનપત્રોએ વખાણેલો:-

# રઘુવંશી રત્નાકર

અથવા

# આદર્શ ઇતિહાસ.

ભારતવર્ષની પ્રાચીન જાતિઓના ગૌરવથી છલોછલ ભરેલા

આ ઐતિહાસિક ગ્રંથનો,

**શ્રી સારસ્વત બ્રાહ્મણોએ તથા રઘુકુલની વંશજ**

**શ્રી લોહાણા સંજ્ઞક જાતિએ તો ખાસ સંગ્રહ કરવો જોઇએ.**

ટુંક મુદતમાં સંખ્યાબંધ નકલો ખપી ગઇ છે.

જલ્દી નહિ મગાવનારને બીજી આવૃત્તિ સુધી

રાહ જોઇ બેસી રહેવુ પડશે એવો સંભવ છે.

---

પુસ્તક મળવાનું ઠેકાણું:—

**પંડિત દયારામ ખટાઉ શર્મા મહોપાધ્યાય.**

ઠે. તુલસીદાસ સૂરજીના માળામાં,

વડગાદી, મુંબઇ નં. ૩.

---

કિમ્મત: { શ્રીમાન્ સદ્‌ગૃહસ્થો માટે-રૂપિયા ૫) / સાધારણ જનતા માટે-રૂપિયા ૩) } પો. જુદું.